# મહિલા જાગી - ૧

રમા દેસાઈ



પ્રૌઢ શિક્ષણ તાલીમ અને સંશોધન કેન્દ્ર
ગૂજરાત વિદ્યાપીઠ, અમદાવાદ - ૩૮૦ ૦૧૪

નવશિક્ષિત પ્રૌઢ વાચન શ્રેણી પુસ્તક-૭૦

# મહિલા જાગી-૧

રમા દેસાઈ

ગૂજરાત વિદ્યાપીઠ
પ્રૌઢશિક્ષણ તાલીમ અને સંશોધનકેન્દ્ર
અમદાવાદ ૩૮૦ ૦૧૪

## પ્રાસ્તાવિક

નવશિક્ષિત પ્રૌઢોને લખતાં-વાંચતાં શીખવ્યા પછી સરળ વાચનસામગ્રી સતત મળી રહે તે ખૂબ જ જરૂરી છે. તેમાં પણ વિશેષ કરીને નવશિક્ષિત મહિલાઓ કે જેમને ગૃહજીવનમાં વ્યસ્ત રહેવાનું હોવાથી ખૂબ જ ઓછો ફાજલ સમય છે તેમને માટે ઓછામાં ઓછા શબ્દોમાં અને ચિત્રોની મદદથી વાંચી શકાય એવી વાચનસામગ્રી પૂરી પાડવાનું ખૂબ જ જરૂરી છે. 'લોકજીવન' માસિકમાં દર મહિને આ દૃષ્ટિએ ખાસ તૈયાર કરેલા પાઠો પ્રકાશિત કરવામાં આવ્યા છે.

'લોકજીવન'ના વાચકો અને પ્રૌઢશિક્ષણક્ષેત્રના કાર્યકરોનાં જે સૂચનો મળ્યાં તેને ધ્યાનમાં રાખી જરૂરી સુધારાવધારા સાથે આ પાઠોનું સંકલન આ પુસ્તિકારૂપે કરવામાં આવ્યું છે.

પ્રૌઢશિક્ષણ તાલીમ અને સંશોધનકેન્દ્રનાં નિયામક શ્રીમતી રમાબહેન દેસાઈએ આ પ્રકારનાં ચિત્ર અને શબ્દમિશ્રિત પાઠોની એક નવી જ શૈલી વિકસાવી છે. દર મહિને તેમણે તૈયાર કરેલા પાઠોનું હવે આ પુસ્તિકા રૂપે સંપાદન પણ કર્યું છે. નવશિક્ષિત પ્રૌઢ બહેનોને તે ઉપયોગી વાચન પૂરું પાડશે એ નિઃશંક છે.

પ્રૌઢશિક્ષણ તાલીમ અને સંશોધનકેન્દ્રની નવશિક્ષિતો માટેની વાચનશ્રેણીની આ ૬૯મી પુસ્તિકા પ્રકાશિત કરતાં આનંદ અનુભવું છું. આશા છે કે ગુજરાતનું મહિલા-જગત આ પ્રકાશનને આવકારશે.

રામલાલ પરીખ
કુલનાયક
ગૂજરાત વિદ્યાપીઠ

આભાર :

— દર મહિને મહિલા પાઠને પ્રકાશિત કરવા બદલ 'લોકજીવન'ના તંત્રીમંડળનો,

— દર મહિને મહિલા પાઠનાં વાચકોનો,

— ચિત્રકાર શ્રી લાલુભાઈ નો,

— કુલનાયક મુ. શ્રી રામલાલભાઈ નો

— મહિલા પાઠને જોઈ મઠારી આપનાર મિત્રોનો,

— શુભેચ્છકોનો,

— નવજીવન પ્રકાશન મંદિરના વ્યવસ્થાપક ટ્રસ્ટી શ્રી જિતેન્દ્રભાઈ નો, એથીય આગળ કહું તો નવશિક્ષિત મહિલા વાચકોની સવિશેષ ઋણી છું.

રમા દેસાઈ

## અનુક્રમણિકા

## ૧. આપણે ભણીએ

આપણે ભણીએ તો ગાંધી બાપુ રાજી થાય.

# આપણે ભણીએ તો–
# ગાંધી બાપુ રાજી થાય.

આપણે બધાં અભણ.

આપણને કશી ખબર પડે નહીં.

આપણને –

— નહીં લખતાં આવડે.

— નહીં વાંચતાં આવડે.

— નહીં ગણતાં આવડે.

— માપિયાં, વજનિયાં જોતાં ન આવડે.

તેથી ––

— લોકો ડગલે ને પગલે આપણને છેતરી જાય.

— આપણે છેતરાઈ જઈએ. એ આપણી લાચારી.

— જેટલી મજૂરી આપે તેટલી લઈને ચાલવા માંડીએ. એથી આપણું શોષણ થાય.

— જેટલું તોલી આપે તેટલું લઈને આવી રહીએ. એથી તો ભારે અન્યાય વેઠવો પડે.

આ તો ––

મહેનત કરનારને વેઠવું પડે!

મહેનત કરનાર લાચાર!

મહેનત કરનારનું શોષણ!

મહેનત કરનારની અવદશા!

ગાંધી બાપુને આ કેમ ગમે? એમણે આપણે માટે કેટલું બધું કર્યું? પોતાની જાત ઘસી નાખી. આપણે અભણ રહીએ તો તેમને ન ગમે.

ચાલો, એમને ગમે એવું કામ કરીએ.
આપણે ભણીએ તો એમને ગમે.
આપણે ભણીએ.
આપણે અભણ મટી જઈએ.
આજે રેંટિયાબારશ. બાપુનો જન્મદિન.

આપણે સંકલ્પ કરીએ—

—આવતી રેંટિયાબારશને બરાબર બાર મહિના બાકી.
—બાર મહિનામાં આપણે સૌ ભણી લઈએ.
—અભણ તરીકેની શરમ દૂર કરીએ.

ભણીગણીને ભવ સુધારીએ તો—
બાપુ રાજીના રેડ થશે.

□

## ૨. આંકડા માંડી હિસાબ કરું

પથરા મૂકી ધારણનો હિસાબ ન ગણાય:
લાવો, હું આંકડા માંડી દઉં.

## પથરા મૂકી ધારણનો હિસાબ ન ગણાય:
## લાવો, હું આંકડા માંડી દઉં.

બહેનો,

આજે આપણે મંગુબહેનના ખળામાં જઈએ.
મંગુબહેનના ખેતરમાં બાજરી પાકી છે.
સરસ મજાની બાજરી!

છેને મૂઠીફાટ દાણો!
મંગુબહેન અને માધાભાઈની મહેનતનું ફળ છે.
બન્ને કેવાં ખુશખુશાલ છે!

લો, આ માધાભાઈ તો બાજરી તોલે છે.
મણમણની ધારણ તોલવા માંડી છે.
મંગુબહેનની હિસાબ કરવાની રીત વળી નોખી જ.

આ એક ધારણ ઠલવાઈ
કે એક પથરો મૂકી દીધો!

બહેનો તો બોલ્યા વિના ઊભી રહી ગઈ.
ક્યાંક ગણતરીમાં ભૂલ તો ન થાય!
ચંપાથી ન રહેવાયું, એણે તો કાગળ-પેન્સિલ લીધાં.
માધાભાઈને કહ્યું કે હવે ધારણ આ બાજુ મૂકો.

બાજરી તોલાતી જાય.
કાગળ ઉપર આંકડા લખાતા જાય.

કમુબહેન, રાધાબહેન, મંછીબહેન મરકમરક હસતાં જાય.
મોહનભાઈ, લખાભાઈ તો દંગ થઈ ગયા.

વાહ ભાઈ વાહ !
દસ મણ પૂરા થયા. સૌએ ઢગલા જોયા.
ચંપાબહેનના ઢગલા કરતાં મંગુબહેનનો મોટો.
બન્ને ઢગલા દસ દસ મણના. પછી આમ કેમ?

માધાભાઈએ ઘાંટો પાડયો :

પથરો મેલવો ભૂલી ગઈ કે શું?
ચંપાબહેને સમજાવ્યું કે—
—પથરા મેલી હિસાબ કરવાના દિવસો ગયા.
—પથરા મેલી ધારણનો હિસાબ ન મંડાય.
—પથરો તો ભૂલમાં જ નાખે.

રૂપાળા આંકડા કાગળમાં માંડીએ.

આંકડા માંડી હિસાબ કરીએ.
પછી ભૂલ થાય જ શેની?

અમારી ભેળાં તમે રાતના વર્ગમાં ભણવા આવતાં હો તો!
ભણીગણીને ભવ સુધારીએ.

□

## ૩. લીટા ન કરીએ

લીટા કરીને દૂધનો હિસાબ ન કરાય:
લાવો, હું આંકડા માંડી દઉં.

## લીટા કરીને દૂધનો હિસાબ ન કરાય:
## લાવો, હું આંકડા માંડી દઉં.

બહેનો,

આજે આપણે ધનીમાના ઘેર જઈએ:

જોયું ને!

બારણે કેવી મજાની બે ગાય છે!

રૂડાં રમાડવાનું મન થાય એવાં બે વાછરડાં છે.

ધનીમાએ તો ગાયનાં નામ પણ પાડયાં છે:
ગંગા અને ગૌરી.

ગાયની ગમાણ સાફ.

નાની વહુ રાધા તાંબડી લઈને દૂધ દોહવા બેઠાં છે,

એમની તાંબડી પણ ચોખ્ખી!

આપણે ઘરમાં જઈએ. ધનીમાને મળીએ.
ધનીમા તો બારણા પછવાડે લીટા દોરે છે!

–કઈ ગાયનું કેટલું દૂધ નીકળ્યું.

–કોને ત્યાં કેટલું દૂધ ભરાયું.

દૂધનો હિસાબ લીટા દોરીને કરવાનો. એ કેવું?

રેવાબહેન તો ધનીમા પાસે જઈ પહોંચ્યાં.

લાવો મા, ચાક મને આપો.

આમ લીટા દોરીને હિસાબકિતાબ ન થાય.

એ દિવસો ગયા. જુઓ, હું તમને આંકડા માંડી દઉં.

રેવાબહેને તો ફટફટ આંકડા માંડી નોંધ કરી દીધી.
ધનીમા તો ફાટી આંખે જોઈ જ રહ્યાં.

બળ્યું, અમને આ આવું શીખવા મળે તો?
જોયું ને, ભણતર ભવ સુધારે.
આપણેય ભણીને ભવ સુધારીએ.

## ૪. ભણી તો ભવ સુધર્યો

ભણી તો ભવ સુધર્યો
સવિતાનો ભવ સુધર્યો

# ભણી તો ભવ સુધર્યો

## સવિતાનો ભવ સુધર્યો

સવિતા સાસરામાં દુઃખી હતી. કૂવો પૂરવાની તૈયારી હતી. ત્યાં ભાઈ-ભાભી પહોંચ્યાં. સવિતાને ઘેર લઈ આવ્યાં. ભણાવીગણાવી બે વરસમાં તો પગ પર ઊભી રહેતી કરી દીધી. સવિતાનો તો ભવ સુધરી ગયો.

મણિબહેનની દીકરી શાંતા પણ દુઃખી છે. શાંતાને પરણાવી ત્યારે ગજા મુજબ દહેજ આપેલું. આજે બે વરસે સાસરિયાંને દહેજ ઓછું પડ્યું. શાંતાને માથે દુઃખનાં ઝાડ જ ઊગવાનાં બાકી રહ્યાં.

— સાસુનણંદનાં મહેણાંનો પાર નથી.

— સસરો ગાળોનો વરસાદ વરસાવે.

— વરની મારઝૂડ વેઠાય એમ નથી.

મંજુબહેન શાંતાના સાસરેથી આ વાત લાવ્યાં. રેવાબહેનની દીકરી ચાર દિવસથી આવી છે. એ તો શાંતાના દુઃખની માંડીને વાત કરે છે.

બધાંને શાંતાની ચિંતા છે. શાંતાનાં દાદી રૂખીબા રડી રડીને અડધાં થઈ ગયાં છે. મંજુબહેન અને રેવાબહેન સાસુ-વહુને સમજાવે છે.

"રડવાથી દીકરીનું દુઃખ ઓછું થવાનું નથી. આપણે સૌ સાથે મળીને કંઈ વિચારીએ. દીકરીને કસાઈવાડેથી છોડાવવી જ જોઈએ. મણિબહેન, કાલે આપણે જઈએ. શાંતાને લઈને જ પાછાં આવીએ."

સવિતા આવી.

"કાલે શું કામ? આજે જ જઈએ. કાલ સુધીમાં તો શું-નું શું થઈ જાય. હું તમારી સાથે જ આવું છું."

"ચાલો, એમ જ કરીએ. હવે તો દીકરીને ભણાવીગણાવીને જ પરણાવીએ જેથી દુઃખના દહાડા તો જોવા ન પડે!"

## ૫. મહિલા જાગે તો દુઃખ ભાગે

મહિલા જાગે તો દુઃખ ભાગે.

## મહિલાઓ જાગે તો દુઃખ ભાગે.

## સવિતાએ ભણીને ભવ સુધાર્યો.

## શાંતાએ ભણીને ભવ સુધાર્યો.

ગામમાં જાગૃતિ આવવા માંડી. એક દીકરી સાસરેથી પાછી આવી. બીજી દીકરી પણ પાછી આવી. ગામ જાગ્યું. સૌએ નક્કી કર્યું :

હવે છોકરીઓને દુઃખી થવા જ ન દેવી. સૌને હવે સમજાયું –

— ગામની દીકરી સૌની દીકરી.

— દીકરીનું સુખ સૌનું સુખ.

— દીકરીઓને સુખી કરવી જ જોઈએ.

-- ભણાવીગણાવી તૈયાર કરીએ.

— પોતાના પગ પર ઊભી રહેતી કરીએ.

આટલી જાગૃતિ ગામલોકોમાં આવી. સૌને લાગ્યું કે શાંતા અને સવિતાએ કૂવો પૂરવાને બદલે ભણવાનું નક્કી કર્યું. માબાપે સાથ આપ્યો. ગામલોકે પણ સાથ આપ્યો.

હવે ગામે નક્કી કર્યું : ગામમાં દીકરી દુઃખી ન થાય. વહુ પણ દુઃખી ન થાય. ગામમાં મહિલામંડળ શરૂ થયું. મહિલામંડળની પ્રવૃત્તિ ધમધોકાર ચાલવા માંડી. હવે તો 'મહિલા સેવા સંઘ' શરૂ થયો. ગામનાં અગ્રણી શકુંતલાબહેન 'મહિલા સેવા સંઘ'નું ઉદ્ઘાટન કરવા આવ્યાં છે.

'મહિલા સેવા સંઘ' કન્યાઓ અને મહિલાઓના પ્રશ્નોની સદાય પડખે રહેશે. મહિલાઓને પગભર થતાં શીખવશે.

બધાં જ ગામ આવી જાગૃતિ કેળવે તો?

સૌ ભણીને ભવ સુધારે, એથી રૂડું બીજું શું?

# ૬. મહિલા ભણે તો પરિવાર ભણે

મહિલા ભણે તો પરિવાર ભણે.

## મહિલા ભણે તો પરિવાર ભણે,
## પરિવાર ભણે તો ભવ સુધરે.

—પરિવારનો ભવ સુધરે.

—સમાજનો ભવ પણ સુધરે.

દરેક માતા ભણે એ જરૂરી છે. ભણેલી માતા તેમનાં બાળકોને કદી અભણ રાખે જ નહીં. ભણેલી માતા ભણતરના ફાયદા સમજે. છોકરીને પણ ભણાવે. છોકરાને પણ ભણાવે.

દીકરો-દીકરી બન્ને સરખાં. ભણતર માટે પણ સરખાં. કોઈ જાતના ભેદભાવ રખાય જ નહીં. દીકરી ભણે તો બે પરિવારના ભવ સુધરે. પિયરિયાં પણ સુખી થાય. સાસરિયાં પણ સુખી થાય.

પોતાને માટે કૂવો-તળાવ પૂરવાનો પ્રસંગ જ ન આવે.

સવિતા ભણી. શાંતા ભણી. બન્ને પોતાના પગ પર ઊભી રહી. બંનેનો ભવ સુધરી ગયો. આટલાથી તો આપણે સૌ સમજીએ! શકુંતલાબહેન ઘેર ઘેર ફરીને સૌને સમજાવે છે. ભણતરના ફાયદા સમજાવે. જાગૃતિની વાતો સમજાવે. દહેજનાં દૂષણો સમજાવે. ભણતર સાથે કમાવાની વાતો કરે. કમાણી માટેના ધંધા પણ શીખવે. એમને તો ગામેગામ આ વાત પહોંચાડવી છે.

ચાલો, આપણે સૌ જાગીએ.

બીજાને જગાડવાના કામમાં મદદ કરીએ.

## ૭. પરિવાર જાગે

મહિલા ભણે તો પરિવાર જાગે : પરિવાર જાગે તો સમાજ જાગે.

## મહિલા ભણે તો પરિવાર જાગે.

## પરિવાર જાગે તો સમાજ જાગે.

મધુબહેનની નાનકીને તાવ આવ્યો. નાનકી પથારીમાં સૂતી સૂતી કણસે છે. કણસતી નાનકી પાસે મધુબહેન દોડી ગયાં. નાનકીને માથે હાથ મૂક્યો. એમનાથી બૂમ પડાઈ ગઈ:

"બાપરે! આટલો બધો તાવ છે?
તલ મૂકો તો તતડી જ જાય!
શરીર તો અંગારા જેવુ ધગધગી ગયું છે!"

મધુબહેન તો દોડયાં રસોડામાં. તપેલીમાં ઠંડું ચોખ્ખું પાણી લીધું, અંદર મૂઠી ભરીને મીઠું નાખ્યું. ચમચીથી હલાવ્યું. ચોખ્ખું કપડું લીધું.

બધી સાધનસામગ્રી ભેગી કરી. મધુબહેન નાનકી પાસે આવ્યાં. નાનકી-ની પાસે બેસી મીઠાના પાણીનાં પોતાં મૂકવા માંડયાં. તાવ એટલો બધો હતો કે પોતું તરત જ ગરમ થઈ જાય. ઝટપટ પોતાં બદલ્યાં. અડધા કલાકમાં તો તાવ ઓછો થયો. મધુબહેન ખુશ થયાં.

નાનકીના પિતા ઘરમાં આવ્યા. માતાને જેશ્રીકૃષ્ણ કહી ખાટલા પાસે આવ્યા. માતાએ જેશ્રીકૃષ્ણના જવાબમાં વહુને ભાંડવા માંડી—

"ઘરડાં ગાંડાં હતાં તે એમણે ભૂતભૂવાથી રોગ ભગાડયા! આ ભણેલાં બહુ ડાહ્યાં તે પાણીથી તાવ ઉતારવાનાં! ન કરે નારાયણ ને કંઈ થઈ ગયું તો..."

મધુબહેને શાંતિ રાખવા જણાવ્યું. તાવ ઊતરવા માંડયો છે એમ પણ જણાવ્યું. દાદીમાને વિશ્વાસ ન બેઠો. પાછું વળીને જોયું. નાનકીને શાંતિથી

સૂતેલી જોઈ. ક્ણુસવાનું બંધ થઈ ગયું હતું. નાનકી એના પિતાનો હાથ પકડી જોઈ રહી હતી.

દાદીમા ખુશ થયાં. ઊભાં થઈને ખાટલે પહોંચી ગયાં. માથે હાથ મૂકયો. વિશ્વાસ ન બેઠો એટલે પેટે પણ હાથ મૂકયો.

તાવ ઘણો ઓછો થઈ ગયો હતો. દાદીમા ખુશ થયાં. ઉપર હાથ લંબાવી બોલ્યાં: "ઉપરવાળાએ લાજ રાખી."

નાનકીના પિતાએ માને સમજાવી. "ઉપરવાળાએ લાજ રાખી એ તો મા સાચું, પણ આ પોતાંએ પણ લાજ રાખી. તાવ ઊતર્યો ને! ભૂત વળગવું એ તો ભૂવાને કમાવા માટેનું બહાનું છે. એ અંધશ્રદ્ધા છે. હવે તો આપણા ઘરમાં ભૂવો આવે જ નહીં. તને પણ મા સમજાયું ને."

માએ કબૂલ કર્યું: "બળ્યું અમને એવું કોણે ભણાવેલું જે આવા ઉપાય કરીએ? આ તો બૈ ભણતરની બોલબાલા છે. કર વાત, તું તો કેટલુંય ભણેલો છતાં આજ દિન સુધી ભૂવો આવ્યો. આ વહુ ભણ્યાં તો ભૂવો ભાગ્યો."

પરિવારમાં જાગૃતિ મહિલાના શિક્ષણથી જ આવે. મા-દીકરા બન્નેએ આ વાત કબૂલી.

□

# નવશિક્ષિત પ્રૌઢો માટેની અન્ય વાચનશ્રેણી

## જાગ્યા ત્યાંથી સવાર

– રમાબહેન દેસાઈ

આ પુસ્તિકામાં જે વિવિધ વાનગી પીરસી છે તે પ્રૌઢોને અને અન્ય ગ્રામજનોને અંધશ્રદ્ધા, વહેમ અને વ્યસનોમાંથી મુક્તિ આપવામાં મદદરૂપ થશે. વહેમો અને અંધશ્રદ્ધા દૂર કરવામાં આ સત્ય ઘટના હૃદયને સ્પર્શે એવી શૈલીમાં રજૂ કરવામાં આવી છે. લેખકે વ્યસનમુક્તિના પ્રચારમાં ધાર્મિક કથા–વાર્તાઓ કેવો અસરકારક ભાગ ભજવી શકે તે બતાવ્યું છે.

કિં. રૂ. ૩.૦૦

## સગર્ભા માતા

– રમાબહેન દેસાઈ

આ પુસ્તિકામાં સગર્ભા મહિલાઓને જરૂરી માર્ગદર્શન મળી રહેશે. દાક્તરી સલાહ ક્યારથી લેવી, લોહીનું દબાણ, વજનની નોંધ શા માટે રાખવી, રસીઓ ક્યારે લેવી વગેરે બાબતો ચિત્રો સાથે આ પુસ્તકમાં રજૂ થઈ છે. આમ જનતાના સામાન્ય લોકોને તેમની સમજણ વિકસાવવા માટે પૂરતાં સાધનો મળી રહે છે.

કિં. રૂ. ૧.૫૦

## ભૂલકાંઓની તંદુરસ્તી

– રમાબહેન દેસાઈ

નાનાં બાળકોનો નીરોગી ઉછેર, સારી માવજત વગેરે પાયાની બાબતો આ પુસ્તિકામાં નવશિક્ષિતો માટે રજૂ થઈ છે ચિત્રો સાથેનાં લખાણ વડે નવશિક્ષિતો સારી રીતે સમજશે અને તે માટે આ પુસ્તિકા બહુ ઉપયોગી નીવડશે.

કિં. રૂ. ૧.૦૦